હવે આગળના કથનની સૂચનારૂપ કાવ્ય કહે છે —

( શાર્દૂલવિક્રીડિત )

रागद्वेषविभावमुक्तमहसो नित्यं स्वभावस्पृशः
पूर्वागामिसमस्तकर्मविकला भिन्नास्तदात्वोदयात् ।
दूरारूढचरित्रवैभवबलाच्चञ्चच्चिदर्चिर्मयीं
विन्दन्ति स्वरसाभिषिक्तभुवना ज्ञानस्य संचेतनाम् ॥ २२३ ॥

અર્થ —જેમનુ તેજ રાગદ્વેષરૂપ વિભાવથી રહિત છે, જેઓ સદા (પોતાના ચૈતન્યચમત્કારમાત્ર) સ્વભાવને સ્પર્શનારા છે, જેઓ ભૂત કાળના તેમ જ ભવિષ્ય કાળના સમસ્ત કર્મથી રહિત છે અને જેઓ વર્તમાન કાળના કર્મોદયથી ભિન્ન છે, તેઓ (-એવા જ્ઞાનીઓ-) અતિ પ્રબળ ચારિત્રના વૈભવના બળથી જ્ઞાનની સચેતનાને અનુભવે છે—કે જે જ્ઞાન ચેતના ચમકતી ચૈતન્યજ્યોતિમય છે અને જેણે નિજ રસથી (પોતાના જ્ઞાનરૂપ રસથી) સમસ્ત લોકને સિંચ્યો છે

ભાવાર્થ —જેમને રાગદ્વેષ ગયા, પોતાના ચૈતન્યસ્વભાવનો અગીકાર થયો અને અતીત, અનાગત તથા વર્તમાન કર્મનુ મમત્વ ગયુ એવા જ્ઞાનીઓ સર્વ પર દ્રવ્યથી જુદા થઈને ચારિત્ર અગીકાર કરે છે તે ચારિત્રના બળથી, કર્મચેતના અને કર્મફળચેતનાથી જુદી જે પોતાની ચૈતન્યના પરિણમનસ્વરૂપ જ્ઞાનચેતના તેનુ અનુભવન કરે છે

અહીં તાત્પર્ય આમ જાણવુ —જીવ પહેલા તો કર્મચેતના અને કર્મફળ ચેતનાથી ભિન્ન પોતાની જ્ઞાનચેતનાનુ સ્વરૂપ આગમ પ્રમાણ, અનુમાન-પ્રમાણ અને સ્વસવેદનપ્રમાણથી જાણે છે અને તેનુ શ્રદ્ધાન (પ્રતીતિ) દૃઢ કરે છે, એ તો અવિરત, દેશવિરત અને પ્રમત્ત અવસ્થામા પણ થાય છે અને જ્યારે અપ્રમત્ત અવસ્થા થાય છે ત્યારે જીવ પોતાના સ્વરૂપનુ જ ધ્યાન કરે છે, તે વખતે, જે જ્ઞાનચેતનાનુ તેણે પ્રથમ શ્રદ્ધાન કર્યુ હતુ તેમા તે લીન થાય છે અને શ્રેણિ ચઢી, કેવળજ્ઞાન ઉપજાવી, સાક્ષાત્ *જ્ઞાનચેતનારૂપ થાય છે ૩૭૩—૩૮૨

---

* કેવળજ્ઞાની જીવને સાક્ષાત્ જ્ઞાનચેતના હોય છે કેવળજ્ઞાન થયા પહેલાં પણ, નિર્વિકલ્પ અનુભવ વખતે જીવને ઉપયોગાત્મક જ્ઞાનચેતના હોય છે જ્ઞાનચેતનાના ઉપયોગાત્મકપણાને મુખ્ય ન કરીએ તો સમ્યગ્દૃષ્ટિને જ્ઞાનચેતના નિરતર હોય છે કર્મચેતના અને કર્મફળચેતના નથી હોતી કારણ કે તેને નિરતર જ્ઞાનના સ્વામિત્વભાવે પરિણમન હોય છે કર્મના અને કર્મફળના સ્વામિત્વભાવે પરિણમન નથી હોતુ

અતીત કર્મ પ્રત્યે મમત્વ છોડે તે આત્મા પ્રતિક્રમણ છે, અનાગત કર્મ ન કરવાની પ્રતિજ્ઞા કરે (અર્થાત્ જે ભાવોથી આગામી કર્મ બધાય તે ભાવોનુ મમત્વ છોડે) તે આત્મા પ્રત્યાખ્યાન છે અને ઉદયમા આવેલા વર્તમાન કર્મનુ મમત્વ છોડે તે આત્મા આલોચના છે, સદાય આવા પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન અને આલોચનાપૂર્વક વર્તતો આત્મા ચારિત્ર છે —આવુ ચારિત્રનુ વિધાન હવેની ગાથાઓમાં કહે છે —

कम्म ज पुव्वकय सुहासुहमणेयवित्थरविसेसं ।
तत्तो णियत्तए अप्पय तु जो सो पडिक्कमण ॥ ३८३ ॥
कम्म ज सुहमसुहं जह्मि य भावह्मि वज्झइ भविस्स ।
तत्तो णियत्तए जो सो पच्चक्खाणं हवइ चेया ॥ ३८४ ॥
ज सुहमसुहमुदिण्ण सपदि य अणेयवित्थरविसेस ।
तं दोस जो चेयइ सो खलु आलोयण चेया ॥ ३८५ ॥
णिच्च पच्चक्खाण कुव्वइ णिच्च पडिकमदि यो य ।
णिच्च आलोचेयइ सो हु चरित्त हवइ चेया ॥ ३८६ ॥

कर्म यत्पूर्वकृत शुभाशुभमनेकविस्तरविशेषम् ।
तस्मान्निवर्तयत्यात्मान तु यः स प्रतिक्रमणम् ॥ ३८३ ॥
कर्म यच्छुभमशुभ यस्मिश्च भावे च यते भविष्यत् ।
तस्मान्निवर्तते यः स प्रत्याख्यान भवति चेतयिता ॥ ३८४ ॥

---

શુભ ને અશુભ અનેકવિધ પૂર્વે કરેલુ કર્મ જે,
તેથી નિવર્તે આત્મને, તે આતમા પ્રતિક્રમણ છે, ૩૮૩
શુભ ને અશુભ ભાવિ કરમ જે ભાવમા બધાય છે,
તેથી નિવર્તન જે કરે, તે આતમા પચ્ચખાણ છે, ૩૮૪.
શુભ ને અશુભ અનેકવિધ છે વર્તમાને ઉદિત જે,
તે દોષને જે ચેતનો, તે જીવ આલોચન ખરે ૩૮૫
પચ્ચખાણ નિત્ય કરે અને પ્રતિક્રમણ જે નિત્યે કરે,
નિત્યે કરે આલો ‸ તે આતમા ચારિત્ર છે ૩૮૬

અજ્ઞાનરૂપ (અર્થાત્ કર્મરૂપ અને કર્મફળરૂપ) ઉપયોગને કરવો, તેને તરફ જ (–કર્મ અને કર્મફળ તરફ જ–) એકાગ્ર થઈ તેનો જ અનુભવ કરવો, તે અજ્ઞાનચેતના છે તેનાથી કર્મનો બંધ થાય છે, કે જે બંધ જ્ઞાનની શુદ્ધતાને રોકે છે ૩૮૩—૩૮૬

હવે આ કથનને ગાથાદ્વારા કહે છે —

वेदंतो कम्मफलं अप्पाणं कुणइ जो दु कम्मफलं ।
सो तं पुणो वि बंधइ बीयं दुक्खस्स अट्ठविहं ॥ ३८७ ॥
वेदंतो कम्मफलं मए कयं मुणइ जो दु कम्मफलं ।
सो तं पुणो वि बंधइ बीयं दुक्खस्स अट्ठविहं ॥ ३८८ ॥
वेदंतो कम्मफलं सुहिदो दुहिदो य हवदि जो चेदा ।
सो तं पुणो वि बंधइ बीयं दुक्खस्स अट्ठविहं ॥ ३८९ ॥

वेदयमानः कर्मफलमात्मानं करोति यस्तु कर्मफलम् ।
स तत्पुनरपि बध्नाति बीजं दुःखस्याष्टविधम् ॥ ३८७ ॥
वेदयमानः कर्मफलं मया कृतं जानाति यस्तु कर्मफलम् ।
स तत्पुनरपि बध्नाति बीजं दुःखस्याष्टविधम् ॥ ३८८ ॥
वेदयमानः कर्मफलं सुखितो दुःखितश्च भवति यश्चेतयिता ।
स तत्पुनरपि बध्नाति बीजं दुःखस्याष्टविधम् ॥ ३८९ ॥

---

જે કર્મફળને વેદતો નિજરૂપ કર્મફળને કરે,
તે ફરીય બાંધે અષ્ટવિધના કર્મને—દુઃખબીજને, ૩૮૭
જે કર્મફળને વેદતો જાણે 'કર્મફળ મેં કર્યું,'
તે ફરીય બાંધે અષ્ટવિધના કર્મને—દુઃખબીજને, ૩૮૮
જે કર્મફળને વેદતો આત્મા સુખી દુઃખી થાય છે,
તે ફરીય બાંધે અષ્ટવિધના કર્મને—દુઃખબીજને ૩૮૯.

અન્વયાર્થ :—[ कर्मफलं वेदयमानः ] કર્મના ફળને વેદતો થકો [ यः तु ] જે આત્મા [ कर्मफलं ] કર્મફળને [ आत्मानं करोति ] પોતારૂપ કરે છે (-માને છે), [ सः ] તે [ पुनरपि ] ફરીને પણ [ अष्टविधं तद् ] આઠ પ્રકારના કર્મને—[ दुःखस्य बीजं ] દુઃખના બીજને—[ बध्नाति ] બાંધે છે.

[ कर्मफलं वेदयमानः ] કર્મના ફળને વેદતો થકો [ यः तु ] જે આત્મા [ कर्मफलं मया कृतं जानाति ] 'કર્મફળ મેં કર્યું' એમ જાણે છે, [ सः ] તે [ पुनरपि ] ફરીને પણ [ अष्टविधं तद् ] આઠ પ્રકારના કર્મને—[ दुःखस्य बीजं ] દુઃખના બીજને—[ बध्नाति ] બાંધે છે.

[ कर्मफलं वेदयमानः ] કર્મના ફળને વેદતો થકો [ यः चेतयिता ] જે આત્મા [ सुखितः दुःखितः च ] સુખી અને દુઃખી [ भवति ] થાય છે, [ सः ] તે [ पुनरपि ] ફરીને પણ [ अष्टविधं तद् ] આઠ પ્રકારના કર્મને—[ दुःखस्य बीजं ] દુઃખના બીજને—[ बध्नाति ] બાંધે છે.

ટીકા :—જ્ઞાનથી અન્યમાં (-જ્ઞાન સિવાય અન્ય ભાવોમાં) એમ ચેતવું (અનુભવવું) કે 'આ હું છું,' તે અજ્ઞાનચેતના છે. તે બે પ્રકારે છે—કર્મચેતના અને કર્મફળચેતના. તેમાં, જ્ઞાનથી અન્યમાં (અર્થાત્ જ્ઞાન સિવાય અન્ય ભાવોમાં) એમ ચેતવું કે 'આને હું કરું છું', તે કર્મચેતના છે; અને જ્ઞાનથી અન્યમાં એમ ચેતવું કે 'આને હું ભોગવું છું', તે કર્મફળચેતના છે. (એમ બે પ્રકારે અજ્ઞાનચેતના છે.) તે સમસ્ત અજ્ઞાનચેતના સંસારનું બીજ છે; કારણ કે સંસારનું બીજ જે આઠ પ્રકારનું (જ્ઞાનાવરણાદિ) કર્મ, તેનું તે અજ્ઞાનચેતના બીજ છે (અર્થાત્ તેનાથી કર્મ બંધાય છે). માટે મોક્ષાર્થી પુરુષે અજ્ઞાનચેતનાનો પ્રલય કરવા માટે સકળ કર્મના સંન્યાસની (ત્યાગની) ભાવનાને તથા સકળ કર્મફળના સંન્યાસની ભાવનાને નચાવીને, સ્વભાવભૂત એવી ભગવતી જ્ઞાનચેતનાને જ એકને સદાય નચાવવી.

તેમાં પ્રથમ, સકળ કર્મના સંન્યાસની ભાવનાને નચાવે છે :—

(ત્યાં પ્રથમ, કાવ્ય કહે છે :—)

(આર્યા)

कृतकारितानुमननैस्त्रिकालविषयं मनोवचनकायैः ।
परिहृत्य कर्म सर्वं परमं नैष्कर्म्यमवलम्बे ॥ २२५ ॥

અર્થ :—ત્રણે કાળના (અર્થાત્ અતીત, વર્તમાન અને અનાગત કાળ સંબંધી) સમસ્ત કર્મને કૃત-કારિત-અનુમોદનાથી અને મન-વચન-કાયાથી ત્યાગીને

હું પરમ નૈષ્કર્મ્યને (-ઉત્કૃષ્ટ નિ:કર્મ અવસ્થાને) અવલંબું છું. (એ પ્રમાણે સર્વ કર્મોનો ત્યાગ કરનાર જ્ઞાની પ્રતિજ્ઞા કરે છે)

(હવે ટીકામાં પ્રથમ, પ્રતિક્રમણ-કલ્પ અર્થાત્ પ્રતિક્રમણનો વિધિ કહે છે —)

(પ્રતિક્રમણ કરનાર કહે છે કે)

જે મેં (પૂર્વે કર્મ) કર્યું, કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું, મનથી, વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો. (કર્મ કરવું, કરાવવું અને અન્ય કરનારને અનુમોદવું તે સંસારનું બીજ છે એમ જાણીને તે દુષ્કૃત પ્રત્યે હેયબુદ્ધિ આવી ત્યારે જીવે તેના પ્રત્યેનું મમત્વ છોડ્યું, તે જ તેનું મિથ્યા કરવું છે) ૧

જે મેં (પૂર્વે કર્મ) કર્યું, કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું, મનથી તથા વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨ જે મેં (પૂર્વે) કર્યું, કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું, મનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો. ૩ જે મેં (પૂર્વે) કર્યું, કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું, વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૪

જે મેં (પૂર્વે) કર્યું, કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું, મનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૫ જે મેં (પૂર્વે) કર્યું, કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું, વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૬ જે મેં (પૂર્વે) કર્યું, કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું, કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૭

જે મેં (પૂર્વે) કર્યું અને કરાવ્યું મનથી, વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૮ જે મેં (પૂર્વે) કર્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું મનથી, વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૯ જે મેં (પૂર્વે) કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું મનથી, વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૧૦

જે મેં (પૂર્વે) કર્યું અને કરાવ્યું મનથી તથા વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૧૧ જે મેં (પૂર્વે) કર્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું મનથી તથા વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૧૨ જે મેં (પૂર્વે) કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું મનથી તથા વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૧૩ જે મેં (પૂર્વે) કર્યું અને કરાવ્યું મનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૧૪ જે મેં (પૂર્વે) કર્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન

કર્યું મનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૧૫ જે મેં (પૂર્વે) કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું મનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૧૬ જે મેં (પૂર્વે) કર્યું અને કરાવ્યું વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૧૭ જે મેં (પૂર્વે) કર્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૧૮ જે મેં (પૂર્વે) કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૧૯

જે મેં (પૂર્વે) કર્યું અને કરાવ્યું મનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨૦. જે મેં (પૂર્વે) કર્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું મનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨૧ જે મેં (પૂર્વે) કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું મનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨૨ જે મેં (પૂર્વે) કર્યું અને કરાવ્યું વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨૩ જે મેં (પૂર્વે) કર્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨૪ જે મેં (પૂર્વે) કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨૫ જે મેં (પૂર્વે) કર્યું અને કરાવ્યું કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨૬ જે મેં (પૂર્વે) કર્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨૭ જે મેં (પૂર્વે) કરાવ્યું અને અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨૮

જે મેં (પૂર્વે) કર્યું મનથી, વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૨૯ જે મેં (પૂર્વે) કરાવ્યું મનથી, વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૩૦ જે મેં અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું મનથી, વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૩૧

જે મેં (પૂર્વે) કર્યું મનથી તથા વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૩૨ જે મેં (પૂર્વે) કરાવ્યું મનથી તથા વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૩૩ જે મેં (પૂર્વે) અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું મનથી તથા વચનથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૩૪ જે મેં (પૂર્વે) કર્યું મનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૩૫ જે મેં (પૂર્વે) કરાવ્યું મનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૩૬ જે મેં (પૂર્વે) અન્ય કરતો હોય તેનું અનુમોદન કર્યું મનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૩૭ જે મેં (પૂર્વે) કર્યું વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત મિથ્યા હો ૩૮ જે મેં (પૂર્વે) કરાવ્યું વચનથી તથા કાયાથી, તે મારું દુષ્કૃત

મિથ્યા હો. ૩૯ જે મે (પૂર્વે) અન્ય કરતા હોય તેનુ અનુમોદન કર્યુ વચનથી તથા કાયાથી, તે મારુ દુષ્કૃત મિથ્યા હો ૪૦.

જે મે (પૂર્વે) કર્યુ મનથી, તે મારુ દુષ્કૃત મિથ્યા હો ૪૧ જે મે (પૂર્વે) કરાવ્યુ મનથી, તે મારુ દુષ્કૃત મિથ્યા હો ૪૨ જે મે (પૂર્વે) અન્ય કરતો હોય તેનુ અનુમોદન કર્યુ મનથી, તે મારુ દુષ્કૃત મિથ્યા હો ૪૩ જે મે (પૂર્વે) કર્યુ વચનથી, તે મારુ દુષ્કૃત મિથ્યા હો ૪૪ જે મે (પૂર્વે) કરાવ્યુ વચનથી, તે મારુ દુષ્કૃત મિથ્યા હો ૪૫ જે મે (પૂર્વે) અન્ય કરતો હોય તેનુ અનુમોદન કર્યુ વચનથી, તે મારુ દુષ્કૃત મિથ્યા હો ૪૬ જે મે (પૂર્વે) કર્યુ કાયાથી, તે મારુ દુષ્કૃત મિથ્યા હો ૪૭ જે મે (પૂર્વે) કરાવ્યુ કાયાથી, તે મારુ દુષ્કૃત મિથ્યા હો ૪૮ જે મે (પૂર્વે) અન્ય કરતો હોય તેનુ અનુમોદન કર્યુ કાયાથી, તે મારુ દુષ્કૃત મિથ્યા હો ૪૯

(આ ૪૯ ભંગોની અંદર, પહેલા ભંગમા કૃત, કારિત, અનુમોદના—એ ત્રણે લીધા અને તેના પર મન, વચન, કાયા—એ ત્રણે લગાવ્યા એ રીતે બનેલા આ એક ભંગને *'૩૩'ની સમસ્યાથી-સંજ્ઞાથી-ઓળખી શકાય ૨ થી ૪ સુધીના ભંગોમા કૃત, કારિત, અનુમોદના ત્રણે લઈને તેના પર મન, વચન, કાયામાથી બબ્બે લગાડ્યા એ રીતે બનેલા આ ત્રણ ભંગોને †'૩૨'ની સંજ્ઞાથી ઓળખી શકાય ૫ થી ૭ સુધીના ભંગોમા કૃત, કારિત, અનુમોદના ત્રણે લઈને તેના પર મન, વચન, કાયામાથી એકેક લગાડ્યા આ ત્રણ ભંગોને '૩૧'ની સંજ્ઞાથી ઓળખી શકાય ૮ થી ૧૦ સુધીના ભંગોમા કૃત, કારિત, અનુમોદનામાથી બબ્બે લઈને તેમના પર મન, વચન કાયા ત્રણે લગાડ્યા આ ત્રણ ભંગોને '૨૩'ની સંજ્ઞાવાળા ભંગો તરીકે ઓળખી શકાય ૧૧ થી ૧૯ સુધીના ભંગોમા કૃત, કારિત, અનુમોદનામાથી બબ્બે લઈને તેમના પર મન, વચન, કાયામાથી બબ્બે લગાડ્યા આ નવ ભંગોને '૨૨'ની સંજ્ઞાથી ઓળખી શકાય ૨૦ થી ૨૮ સુધીના ભંગોમા કૃત, કારિત, અનુમોદનામાથી બબ્બે લઈને તેમના પર મન, વચન, કાયામાથી એકેક લગાડ્યુ આ નવ ભંગોને '૨૧'ની સંજ્ઞાવાળા ભંગો તરીકે ઓળખી શકાય ૨૯ થી ૩૧ સુધીના ભંગોમા કૃત, કારિત, અનુમોદનામાથી

* કૃત, કારિત, અનુમોદના—એ ત્રણે લીધા તે બતાવવા પ્રથમ '૩'નો આંકડો મૂકવો અને પછી મન વચન કાયા—એ ત્રણે લીધા તે બતાવવા તેની પાસે બીજો ૩ નો આંકડો મૂકવો આ રીતે '૩૩'ની સમસ્યા થઈ

† કૃત કારિત અનુમોદના ત્રણે લીધા તે બતાવવા પ્રથમ '૩ નો આંકડો મૂકવો અને પછી, મન વચન, કાયામાથી બે લીધા તે બતાવવા ૩'ની પાસે ૨'નો આંકડો મૂકવો એ રીતે '૩૨'ની સંજ્ઞા થઈ

એકેક લઈને તેમના પર મન, વચન, કાયા ત્રણે લગાવ્યા આ ત્રણ ભંગોને '૧૩'ની સંજ્ઞાથી ઓળખી શકાય ૩૨ થી ૪૦ સુધીના ભંગોમા કૃત, કારિત, અનુમોદનામાથી એકેક લઈને તેમના પર મન, વચન, કાયામાથી બબ્બે લગાવ્યા આ નવ ભંગોને '૧૨'ની સંજ્ઞાથી ઓળખી શકાય ૪૧ થી ૪૯ સુધીના ભંગોમા કૃત, કારિત, અનુમોદનામાથી એકેક લઈને તેમના પર મન, વચન, કાયામાથી એકેક લગાવ્યુ આ નવ ભંગોને '૧૧'ની સંજ્ઞાથી ઓળખી શકાય. બધા મળીને ૪૯ ભંગ થયા.)

હવે આ કથનના કળશરૂપે કાવ્ય કહે છે —

(આર્યા)

मोहाद्यदहमकार्षं समस्तमपि कर्म तत्प्रतिक्रम्य ।
आत्मनि चैतन्यात्मनि निष्कर्मणि नित्यमात्मना वर्ते ॥ २२६ ॥

અર્થ —જે મેં મોહથી અર્થાત્ અજ્ઞાનથી (ભૂત કાળમા) કર્મ કર્યાં, તે સમસ્ત કર્મને પ્રતિક્રમીને હું નિષ્કર્મ (અર્થાત્ સર્વ કર્મોથી રહિત) ચૈતન્યસ્વરૂપ આત્મામા આત્માથી જ (–પોતાથી જ–) નિરંતર વર્તું છું (એમ જ્ઞાની અનુભવ કરે છે)

ભાવાર્થ —ભૂત કાળમા કરેલા કર્મને ૪૯ ભંગપૂર્વક મિથ્યા કરનાર પ્રતિક્રમણ કરીને જ્ઞાની જ્ઞાનસ્વરૂપ આત્મામા લીન થઈને નિરંતર ચૈતન્યસ્વરૂપ આત્માનો અનુભવ કરે, તેનુ આ વિધાન (વિધિ) છે 'મિથ્યા' કહેવાનુ પ્રયોજન આ પ્રમાણે છે—જેવી રીતે, કોઈએ પહેલા ધન કમાઈને ઘરમા રાખ્યુ હતુ, પછી તેના પ્રત્યે મમત્વ છોડયુ ત્યારે તેને ભોગવવાનો અભિપ્રાય ન રહ્યો, તે વખતે, ભૂત કાળમા જે ધન કમાયો હતો તે નહિ કમાયા સમાન જ છે, તેવી રીતે, જીવે પહેલા કર્મ બાંધ્યુ હતુ, પછી જ્યારે તેને અહિતરૂપ જાણીને તેના પ્રત્યે મમત્વ છોડયુ અને તેના ફળમા લીન ન થયો, ત્યારે ભૂત કાળમા જે કર્મ બાંધ્યુ હતુ તે નહિ બાંધ્યા સમાન મિથ્યા જ છે

આ રીતે પ્રતિક્રમણ-કલ્પ (અર્થાત્ પ્રતિક્રમણનો વિધિ) સમાપ્ત થયો

(હવે ટીકામા આલોચનાકલ્પ કહે છે —)

હું (વર્તમાનમા કર્મ) કરતો નથી, કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી, વચનથી તથા કાયાથી ૧

હું (વર્તમાનમા કર્મ) કરતો નથી, કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી તથા વચનથી ૨ હું (વર્તમાનમા) કરતો નથી, કરાવતો

નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી તથા કાયાથી. ૩ હું કરતો નથી, કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, વચનથી તથા કાયાથી ૪

હુ કરતો નથી, કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી ૫ હું કરતો નથી, કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, વચનથી ૬ હુ કરતો નથી, કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી કાયાથી ૭

હું કરતો નથી, કરાવતો નથી, મનથી, વચનથી તથા કાયાથી ૮ હુ કરતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી, વચનથી તથા કાયાથી ૯ હું કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી, વચનથી તથ કાયાથી ૧૦

હુ કરતો નથી, કરાવતો નથી, મનથી તથા વચનથી. ૧૧ હું કરતો નથી અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી તથા વચનથી ૧૨ હુ કરાવતો નથી અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી તથા વચનથી ૧૩ હું કરતો નથી કરાવતો નથી, મનથી તથા કાયાથી ૧૪ હું કરતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી તથા કાયાથી ૧૫ હુ કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી તથા કાયાથી ૧૬ હુ કરતો નથી, કરાવતો નથી, વચનથી તથા કાયાથી ૧૭ હુ કરતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, વચનથી તથા કાયાથી ૧૮ હુ કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, વચનથી તથા કાયાથી ૧૯

હું કરતો નથી, કરાવતો નથી, મનથી ૨૦ હુ કરતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી ૨૧ હુ કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, મનથી ૨૨. હુ કરતો નથી, કરાવતો નથી, વચનથી ૨૩ હુ કરતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, વચનથી ૨૪ હુ કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, વચનથી ૨૫ હુ કરતો નથી, કરાવતો નથી કાયાથી ૨૬ હુ કરતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, કાયાથી ૨૭ હુ કરાવતો નથી, અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી, કાયાથી ૨૮

હું કરતો નથી મનથી, વચનથી તથા કાયાથી ૨૯ હુ કરાવતો નથી મનથી વચનથી તથા કાયાથી ૩૦ હુ અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી મનથી વચનથી તથા કાયાથી ૩૧

હું કરતો નથી મનથી તથા વચનથી ૩૨ હું કરાવતો નથી મનથી તથા વચનથી ૩૩ હું અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી મનથી તથા વચનથી ૩૪

હુ કરતો નથી મનથી તથા કાયાથી ૩૫ હુ કરાવતો નથી મનથી તથા કાયાથી ૩૬ હુ અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી મનથી તથા કાયાથી. ૩૭ હુ કરતો નથી વચનથી તથા કાયાથી ૩૮ હુ કરાવતો નથી વચનથી તથા કાયાથી ૩૯ હુ અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી વચનથી તથા કાયાથી ૪૦.

હુ કરતો નથી મનથી ૪૧ હુ કરાવતો નથી મનથી ૪૨ હુ અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી મનથી ૪૩ હુ કરતો નથી વચનથી ૪૪ હુ કરાવતો નથી વચનથી ૪૫ હુ અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી વચનથી ૪૬ હુ કરતો નથી કાયાથી ૪૭ હુ કરાવતો નથી કાયાથી ૪૮ હુ અન્ય કરતો હોય તેને અનુમોદતો નથી કાયાથી ૪૯ (આ રીતે, પ્રતિક્રમણના જેવા જ આલોચનામા પણ ૪૯ ભગ કહ્યા )

હવે આ કથનના કળશરૂપે કાવ્ય કહે છે —

( આર્યા )

मोहविलासविजृंभितमिदमुदयत्कर्म सकलमालोच्य ।
आत्मनि चैतन्यात्मनि निष्कर्मणि नित्यमात्मना वर्ते ॥ २२७ ॥

અર્થ —(નિશ્ચયચારિત્રને અગીકાર કરનાર કહે છે કે—) મોહના વિલાસથી ફેલાયેલુ જે આ ઉદયમાન ( ઉદયમા આવતુ ) કર્મ તે સમસ્તને આલોચીને (-તે સર્વ કર્મની આલોચના કરીને-) હુ નિષ્કર્મ (અર્થાત્ સર્વ કર્મોથી રહિત) ચૈતન્યસ્વરૂપ આત્મામા આત્માથી જ (-પોતાથી જ-) નિરતર વર્તુ છુ.

ભાવાર્થ —વર્તમાન કાળમા કર્મનો ઉદય આવે તેના વિષે જ્ઞાની એમ વિચારે છે કે—પૂર્વે જે કર્મ બાધ્યુ હતુ તેનુ આ કાર્ય છે, મારુ તો આ કાર્ય નથી હુ આનો કર્તા નથી, હુ તો શુદ્ધચૈતન્યમાત્ર આત્મા છુ તેની દર્શનજ્ઞાનરૂપ પ્રવૃત્તિ છે તે દર્શનજ્ઞાનરૂપ પ્રવૃત્તિ વડે હુ આ ઉદયમા આવેલા કર્મનો દેખનાર-જાણનાર છુ મારા સ્વરૂપમા જ હુ વર્તુ છુ આવુ અનુભવન કરવુ તે જ નિશ્ચયચારિત્ર છે

આ રીતે આલોચનાકલ્પ સમાપ્ત થયો

( હવે ટીકામા પ્રત્યાખ્યાનકલ્પ અર્થાત્ પ્રત્યાખ્યાનનો વિધિ કહે છે — )

( પ્રત્યાખ્યાન કરનાર કહે છે કે — )

હું ( ભવિષ્યમા કર્મ ) કરીશ નહિ, કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી, વચનથી તથા કાયાથી ૧

હું (ભવિષ્યમાં કર્મ) કરીશ નહિ, કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી તથા વચનથી ૨ હું કરીશ નહિ, કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી તથા કાયાથી ૩ હું કરીશ નહિ, કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, વચનથી તથા કાયાથી ૪

હું કરીશ નહિ, કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી ૫. હું કરીશ નહિ, કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, વચનથી ૬ હું કરીશ નહિ, કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, કાયાથી ૭

હું કરીશ નહિ, કરાવીશ નહિ, મનથી, વચનથી તથા કાયાથી ૮ હું કરીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી, વચનથી તથા કાયાથી ૯ હું કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી, વચનથી તથા કાયાથી ૧૦

હું કરીશ નહિ, કરાવીશ નહિ, મનથી તથા વચનથી ૧૧ હું કરીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી તથા વચનથી ૧૨ હું કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી તથા વચનથી ૧૩ હું કરીશ નહિ, કરાવીશ નહિ, મનથી તથા કાયાથી ૧૪ હું કરીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી તથા કાયાથી ૧૫ હું કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી તથા કાયાથી ૧૬ હું કરીશ નહિ, કરાવીશ નહિ, વચનથી તથા કાયાથી ૧૭ હું કરીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, વચનથી તથા કાયાથી ૧૮ હું કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, વચનથી તથા કાયાથી ૧૯

હું કરીશ નહિ, કરાવીશ નહિ, મનથી ૨૦ હું કરીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી ૨૧ હું કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, મનથી ૨૨ હું કરીશ નહિ, કરાવીશ નહિ, વચનથી ૨૩ હું કરીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, વચનથી ૨૪ હું કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, વચનથી ૨૫ હું કરીશ નહિ, કરાવીશ નહિ, કાયાથી ૨૬ હું કરીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, કાયાથી ૨૭ હું કરાવીશ નહિ, અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ, કાયાથી ૨૮

હું કરીશ નહિ મનથી, વચનથી તથા કાયાથી ૨૯ હું કરાવીશ નહિ મનથી, વચનથી તથા કાયાથી ૩૦ હું અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ

મનથી, વચનથી તથા કાયાથી ૩૧

હું કરીશ નહિ મનથી તથા વચનથી ૩૨ હું કરાવીશ નહિ મનથી તથા વચનથી ૩૩ હું અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ મનથી તથા વચનથી ૩૪ હું કરીશ નહિ મનથી તથા કાયાથી ૩૫ હું કરાવીશ નહિ મનથી તથા કાયાથી ૩૬ હું અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ મનથી તથા કાયાથી ૩૭ હું કરીશ નહિ વચનથી તથા કાયાથી ૩૮ હું કરાવીશ નહિ વચનથી તથા કાયાથી ૩૯ હું અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ વચનથી તથા કાયાથી ૪૦

હું કરીશ નહિ મનથી ૪૧ હું કરાવીશ નહિ મનથી ૪૨ હું અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ મનથી ૪૩ હું કરીશ નહિ વચનથી ૪૪ હું કરાવીશ નહિ વચનથી ૪૫ હું અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ વચનથી ૪૬ હું કરીશ નહિ કાયાથી ૪૭ હું કરાવીશ નહિ કાયાથી ૪૮ હું અન્ય કરતો હોય તેને અનુમોદીશ નહિ કાયાથી ૪૯ (આ રીતે, પ્રતિક્રમણના જેવા જ પ્રત્યાખ્યાનમાં પણ ૪૯ ભંગ કહ્યા)

હવે આ અર્થનું કળશરૂપ કાવ્ય કહે છે —

(આર્યા)

प्रत्याख्याय भविष्यत्कर्म समस्तं निरस्तसम्मोहः ।
आत्मनि चैतन्यात्मनि निष्कर्मणि नित्यमात्मना वर्ते ॥ २२८ ॥

અર્થ —(પ્રત્યાખ્યાન કરનાર જ્ઞાની કહે છે કે—) ભવિષ્યના સમસ્ત કર્મને પચખીને (-ત્યાગીને), જેનો મોહ નષ્ટ થયો છે એવો હું નિષ્કર્મ (અર્થાત્ સર્વ કર્મોથી રહિત) ચૈતન્યસ્વરૂપ આત્મામાં આત્માથી જ (-પોતાથી જ-) નિરંતર વર્તું છું

ભાવાર્થ —નિશ્ચયચારિત્રમાં પ્રત્યાખ્યાનનું વિધાન એવું છે કે—સમસ્ત આગામી કર્મોથી રહિત, ચૈતન્યની પ્રવૃત્તિરૂપ (પોતાના) શુદ્ધોપયોગમાં વર્તવું તે પ્રત્યાખ્યાન તેથી જ્ઞાની આગામી સમસ્ત કર્મોનું પ્રત્યાખ્યાન કરીને પોતાના ચૈતન્યસ્વરૂપમાં વર્તે છે

અહીં તાત્પર્ય આ પ્રમાણે જાણવું —વ્યવહારચારિત્રમાં તો પ્રતિજ્ઞામાં જે દોષ લાગે તેનું પ્રતિક્રમણ, આલોચના તથા પ્રત્યાખ્યાન હોય છે અહીં નિશ્ચયચારિત્રનું પ્રધાનપણે કથન હોવાથી શુદ્ધોપયોગથી વિપરીત સર્વ કર્મો આત્માના દોષસ્વરૂપ છે તે સર્વ કર્મચેતનાસ્વરૂપ પરિણામોનું—ત્રણે કાળના કર્મોનું—પ્રતિક્રમણ, આલોચના તથા પ્રત્યાખ્યાન કરીને જ્ઞાની સર્વ કર્મચેતનાથી જુદા પોતાના શુદ્ધોપયોગરૂપ આત્માના જ્ઞાનશ્રદ્ધાન વડે અને [illegible] વનાના વિધાન વડે નિષ્પ્રમાદ દશાને પ્રાપ્ત

વધી, શ્રેણિ ચડી, કેવળજ્ઞાન ઉપજાવવાની સન્મુખ થાય છે. આ, જ્ઞાનીનું કાર્ય છે.

આ રીતે પ્રત્યાખ્યાનકલ્પ સમાપ્ત થયો.

હવે સકળ કર્મના સંન્યાસની ભાવનાને નચાવવા વિષેનું કથન પૂર્ણ કરતાં, કળશરૂપ કાવ્ય કહે છે —

(ઉપજાતિ)

समस्तमित्येवमपास्य कर्म
त्रैकालिकं शुद्धनयावलम्बी ।
विलीनमोहो रहितं विकारै-
श्चिन्मात्रमात्मानमथावलम्बे ॥ २२९ ॥

અર્થ:—(શુદ્ધનયનું આલંબન કરનાર કહે છે કે—) પૂર્વોક્ત રીતે ત્રણે કાળના સમસ્ત કર્મોને દૂર કરીને—છોડીને, શુદ્ધનયાવલંબી (અર્થાત્ શુદ્ધનયને અવલંબનાર) અને વિલીનમોહ (અર્થાત્ જેનું મિથ્યાત્વ નષ્ટ થયું છે) એવો હું હવે (સર્વ) વિકારોથી રહિત ચૈતન્યમાત્ર આત્માને અવલંબું છું.

હવે સકળ કર્મફળના સંન્યાસની ભાવનાને નચાવે છે —

(ત્યાં પ્રથમ, તે કથનના સમુચ્ચય-અર્થનું કાવ્ય કહે છે —)

(આર્યા)

विगलन्तु कर्मविषतरुफलानि मम भुक्तिमन्तरेणैव ।
संचेतयेऽहमचलं चैतन्यात्मानमात्मानम् ॥ २३० ॥

અર્થ:—(સમસ્ત કર્મફળની સંન્યાસભાવના કરનાર કહે છે કે—) કર્મરૂપી વિષવૃક્ષનાં ફળ મારા ભોગવ્યા વિના જ ખરી જાઓ; હું (મારા) ચૈતન્યસ્વરૂપ આત્માને નિશ્ચળપણે સંચેતું છું—અનુભવું છું.

ભાવાર્થ:—જ્ઞાની કહે છે કે—જે કર્મ ઉદયમાં આવે છે તેના ફળને હું જ્ઞાતા-દ્રષ્ટાપણે દેખું છું, તેનો ભોક્તા થતો નથી, માટે મારા ભોગવ્યા વિના જ તે કર્મ ખરી જાઓ; હું મારા ચૈતન્યસ્વરૂપ આત્મામાં લીન થયો થકો તેનો દેખનાર-જાણનાર જ હોઉં.

અહીં એટલું વિશેષ જાણવું કે—અવિરત, દેશવિરત તથા પ્રમત્તસંયત દશામાં તો આવું જ્ઞાન-શ્રદ્ધાન જ પ્રધાન છે, અને જ્યારે જીવ અપ્રમત્ત દશાને પામીને શ્રેણી ચડે છે ત્યારે આ અનુભવ સાક્ષાત્ હોય છે.

(હવે ટીકામા સકળ કર્મફળના સંન્યાસની ભાવનાને નચાવે છે—)

હું (જ્ઞાની હોવાથી) મતિજ્ઞાનાવરણીયકર્મના ફળને નથી ભોગવતો, ચૈતન્યસ્વરૂપ આત્માને જ સંચેતુ છુ અર્થાત્ એકાગ્રપણે અનુભવુ છુ (અહીં 'ચેતવુ' એટલે અનુભવવુ, વેદવુ, ભોગવવુ 'સં' ઉપસર્ગ લાગવાથી, 'સંચેતવુ' એટલે 'એકાગ્રપણે અનુભવવુ' એવો અર્થ અહીં બધા પાઠોમા સમજવો) ૧ હું શ્રુતજ્ઞાનાવરણીયકર્મના ફળને નથી ભોગવતો, ચૈતન્યસ્વરૂપ આત્માને જ સંચેતુ છુ—અનુભવુ છુ ૨ હું અવધિજ્ઞાનાવરણીયકર્મના ફળને નથી ભોગવતો, ચૈતન્યસ્વરૂપ આત્માને જ સંચેતુ છુ ૩ હુ મનઃપર્યયજ્ઞાનાવરણીયકર્મના ફળને નથી ભોગવતો, ચૈતન્યસ્વરૂપ આત્માને જ સંચેતુ છુ ૪ હુ કેવળજ્ઞાનાવરણીયકર્મના ફળને નથી ભોગવતો, ચૈતન્યસ્વરૂપ આત્માને જ સંચેતુ છુ ૫

હુ ચક્ષુર્દર્શનાવરણીય કર્મના ફળને નથી ભોગવતો, ચૈતન્યસ્વરૂપ આત્માને જ સંચેતુ છુ ૬ હુ અચક્ષુર્દર્શનાવરણીયકર્મના૦, ચૈતન્ય૦ ૭ હુ અવધિદર્શનાવરણીયકર્મના૦, ચૈતન્ય૦ ૮ હુ કેવળદર્શનાવરણીયકર્મના૦, ચૈતન્ય૦ ૯ હુ નિદ્રાદર્શનાવરણીયકર્મના૦, ચૈતન્ય૦ ૧૦ હું નિદ્રાનિદ્રાદર્શનાવરણીયકર્મના૦, ચૈતન્ય૦ ૧૧ હું પ્રચલાદર્શનાવરણીયકર્મના૦, ચૈતન્ય૦ ૧૨ હુ પ્રચલાપ્રચલાદર્શનાવરણીયકર્મના૦, ચૈતન્ય૦ ૧૩ હુ સ્ત્યાનગૃદ્ધિદર્શનાવરણીયકર્મના૦, ચૈતન્ય૦ ૧૪

હુ શાતાવેદનીયકર્મના ફળને નથી ભોગવતો, ચૈતન્યસ્વરૂપ આત્માને જ સંચેતુ છુ ૧૫ હુ અશાતાવેદનીયકર્મના૦, ચૈતન્ય૦ ૧૬

હુ સમ્યક્ત્વમોહનીયકર્મના ફળને નથી ભોગવતો, ચૈતન્યસ્વરૂપ આત્માને જ સંચેતુ છુ ૧૭ હું મિથ્યાત્વમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૧૮ હું સમ્યક્ત્વમિથ્યાત્વમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૧૯ હું અનંતાનુબંધિક્રોધકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૨૦ હું અપ્રત્યાખ્યાનાવરણીયક્રોધકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૨૧ હું પ્રત્યાખ્યાનાવરણીયક્રોધકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૨૨ હુ સંજ્વલનક્રોધકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૨૩ હું અનંતાનુબંધિમાનકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૨૪ હુ અપ્રત્યાખ્યાનાવરણીયમાનકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૨૫ હુ પ્રત્યાખ્યાનાવરણીયમાનકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૨૬ હું સંજ્વલનમાનકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૨૭ હુ અનંતાનુબંધિમાયાકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૨૮ હુ અપ્રત્યાખ્યાનાવરણીયમાયાકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૨૯ હું પ્રત્યાખ્યાનાવરણીયમાયાકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૩૦ હું સંજ્વલનમાયાકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૩૧

હું અનંતાનુબંધિલોભકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૩૨ હું અપ્રત્યાખ્યાનાવરણીયલોભકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૩૩ હું પ્રત્યાખ્યાનાવરણીયલોભકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૩૪ હું સંજ્વલનલોભકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૩૫ હું હાસ્યનોકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૩૬ હું રતિનોકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૩૭ હું અરતિનોકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૩૮ હું શોકનોકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૩૯ હું ભયનોકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૪૦ હું જુગુપ્સાનોકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૪૧ હું સ્ત્રીવેદનોકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૪૨ હું પુરુષવેદનોકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૪૩ હું નપુંસકવેદનોકષાયવેદનીયમોહનીયકર્મના૦, ચૈતન્ય૦ ૪૪

હું નરકઆયુકર્મના ફળને નથી ભોગવતો, ચૈતન્યસ્વરૂપ આત્માને જ સંચેતું છું ૪૫ હું તિર્યંચઆયુકર્મના૦, ચૈતન્ય૦ ૪૬ હું મનુષ્યઆયુકર્મના૦, ચૈતન્ય૦ ૪૭ હું દેવઆયુકર્મના૦, ચૈતન્ય૦ ૪૮

હું નરકગતિનામકર્મના ફળને નથી ભોગવતો, ચૈતન્યસ્વરૂપ આત્માને જ સંચેતું છું ૪૯ હું તિર્યંચગતિનામકર્મના૦, ચૈતન્ય૦ ૫૦ હું મનુષ્યગતિનામકર્મના૦, ચૈતન્ય૦ ૫૧ હું દેવગતિનામકર્મના૦, ચૈતન્ય૦ ૫૨ હું એકેંદ્રિયજાતિનામકર્મના૦, ચૈતન્ય૦ ૫૩ હું દ્વીંદ્રિયજાતિનામકર્મના૦, ચૈતન્ય૦ ૫૪ હું ત્રીંદ્રિયજાતિનામકર્મના૦, ચૈતન્ય૦ ૫૫ હું ચતુરિંદ્રિયજાતિનામકર્મના૦, ચૈતન્ય૦ ૫૬ હું પંચેંદ્રિયજાતિનામકર્મના૦, ચૈતન્ય૦ ૫૭ હું ઔદારિકશરીરનામકર્મના૦, ચૈતન્ય૦ ૫૮ હું વૈક્રિયિકશરીરનામકર્મના૦, ચૈતન્ય૦ ૫૯ હું આહારકશરીરનામકર્મના૦, ચૈતન્ય૦ ૬૦ હું તૈજસશરીરનામકર્મના૦, ચૈતન્ય૦ ૬૧ હું કાર્મણશરીરનામકર્મના૦, ચૈતન્ય૦ ૬૨ હું ઔદારિકશરીરઅંગોપાંગનામકર્મના૦, ચૈતન્ય૦ ૬૩ હું વૈક્રિયિકશરીરઅંગોપાંગનામકર્મના૦, ચૈતન્ય૦ ૬૪ હું આહારકશરીરઅંગોપાંગનામકર્મના૦, ચૈતન્ય૦ ૬૫ હું ઔદારિકશરીરબંધનનામકર્મના૦, ચૈતન્ય૦ ૬૬ હું વૈક્રિયિકશરીરબંધનનામકર્મના૦, ચૈતન્ય૦ ૬૭ હું આહારકશરીરબંધનનામકર્મના૦, ચૈતન્ય૦ ૬૮ હું તૈજસશરીરબંધનનામકર્મના૦, ચૈતન્ય૦ ૬૯ હું કાર્મણશરીરબંધનનામકર્મના૦, ચૈતન્ય૦ ૭૦ હું ઔદારિકશરીરસંઘાતનામકર્મના૦, ચૈતન્ય૦ ૭૧ હું વૈક્રિયિકશરીરસંઘાતનામકર્મના૦, ચૈતન્ય૦ ૭૨ હું આહારકશરીરસંઘાતનામકર્મના૦ ચૈતન્ય૦ ૭૩ હું તૈજસશરીરસંઘાતનામકર્મના૦, ચૈતન્ય૦ ૭૪ હું કાર્મણશરીરસંઘાતનામકર્મના૦, ચૈતન્ય૦ ૭૫ હું સમચતુરસ્રસંસ્થાનનામકર્મના૦, ચૈતન્ય૦ ૭૬ હું ન્યગ્રોધપરિમંડલસંસ્થાનનામકર્મના૦, ચૈતન્ય૦ ૭૭ હું સાતિકસંસ્થાનનામકર્મના૦, ચૈતન્ય૦ ૭૮ હું કુબ્જક-

સંસ્થાનનામકર્મના૦, ચૈતન્ય૦ ૭૯ હું વામનસંસ્થાનનામકર્મના૦, ચૈતન્ય૦ ૮૦ હું હુંડકસંસ્થાનનામકર્મના૦, ચૈતન્ય૦ ૮૧ હું વજ્રર્ષભનારાચસંહનનનામકર્મના૦, ચૈતન્ય૦ ૮૨ હું વજ્રનારાચસંહનનનામકર્મના૦, ચૈતન્ય૦ ૮૩ હું નારાચસંહનનનામકર્મના૦, ચૈતન્ય૦ ૮૪ હું અર્ધનારાચસંહનનનામકર્મના૦, ચૈતન્ય૦ ૮૫ હું કીલિકાસંહનનનામકર્મના૦, ચૈતન્ય૦ ૮૬ હું અસંપ્રાપ્તાસૃપાટિકાસંહનનનામકર્મના૦, ચૈતન્ય૦ ૮૭ હું સ્નિગ્ધસ્પર્શનામકર્મના૦, ચૈતન્ય૦ ૮૮ હું રૂક્ષસ્પર્શનામકર્મના૦, ચૈતન્ય૦ ૮૯ હું શીતસ્પર્શનામકર્મના૦, ચૈતન્ય૦ ૯૦ હું ઉષ્ણસ્પર્શનામકર્મના૦, ચૈતન્ય૦ ૯૧ હું ગુરુસ્પર્શનામકર્મના૦, ચૈતન્ય૦ ૯૨ હું લઘુસ્પર્શનામકર્મના૦, ચૈતન્ય૦ ૯૩ હું મૃદુસ્પર્શનામકર્મના૦, ચૈતન્ય૦ ૯૪ હું કર્કશસ્પર્શનામકર્મના૦, ચૈતન્ય૦ ૯૫ હું મધુરરસનામકર્મના૦, ચૈતન્ય૦ ૯૬ હું આમ્લરસનામકર્મના૦, ચૈતન્ય૦ ૯૭ હું તિક્તરસનામકર્મના૦, ચૈતન્ય૦ ૯૮ હું કટુકરસનામકર્મના૦, ચૈતન્ય૦ ૯૯ હું કષાયરસનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૦૦ હું સુરભિગંધનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૦૧ હું અસુરભિગંધનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૦૨ હું શુક્લવર્ણનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૦૩ હું રક્તવર્ણનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૦૪ હું પીતવર્ણનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૦૫ હું હરિતવર્ણનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૦૬ હું કૃષ્ણવર્ણનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૦૭ હું નરકગત્યાનુપૂર્વીનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૦૮ હું તિર્યંચગત્યાનુપૂર્વીનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૦૯ હું મનુષ્યગત્યાનુપૂર્વીનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૧૦ હું દેવગત્યાનુપૂર્વીનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૧૧ હું નિર્માણનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૧૨ હું અગુરુલઘુનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૧૩ હું ઉપઘાતનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૧૪ હું પરઘાતનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૧૫ હું આતપનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૧૬ હું ઉદ્યોતનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૧૭ હું ઉચ્છ્વાસનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૧૮ હું પ્રશસ્તવિહાયોગતિનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૧૯ હું અપ્રશસ્તવિહાયોગતિનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૨૦ હું સાધારણશરીરનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૨૧ હું પ્રત્યેકશરીરનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૨૨ હું સ્થાવરનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૨૩ હું ત્રસનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૨૪ હું સુભગનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૨૫ હું દુર્ભગનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૨૬ હું સુસ્વરનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૨૭ હું દુઃસ્વરનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૨૮ હું શુભનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૨૯ હું અશુભનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૩૦ હું સૂક્ષ્મશરીરનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૩૧ હું બાદરશરીરનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૩૨ હું પર્યાપ્તનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૩૩ હું અપર્યાપ્તનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૩૪ હું સ્થિરનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૩૫ હું અસ્થિરનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૩૬ હું આદેયનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૩૭ હું અનાદેયનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૩૮ હું યશઃકીર્તિનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૩૯ હું અયશઃકીર્તિનામકર્મના૦, ચૈતન્ય૦ ૧૪૦ હું

ચેતનાને નચાવતા થકા જ્ઞાની જનો સદાકાળ આનંદરૂપ રહો'—એવા ઉપદેશનું કાવ્ય હવે કહે છે —

(સ્રગ્ધરા)

अत्यन्तं भावयित्वा विरतिमविरतं कर्मणस्तत्फलाच्च
प्रस्पष्टं नाटयित्वा प्रलयनमखिलाज्ञानसंचेतनायाः ।
पूर्णं कृत्वा स्वभावं स्वरसपरिगतं ज्ञानसंचेतनां स्वां
सानन्दं नाटयन्तः प्रशमरसमितः सर्वकालं पिबन्तु ॥ २३३ ॥

અર્થ—જ્ઞાની જનો, અવિરતપણે કર્મથી અને કર્મના ફળથી વિરતિને અત્યંત ભાવીને (અર્થાત્ કર્મ અને કર્મફળ પ્રત્યે અત્યંત વિરક્તભાવને નિરંતર ભાવીને), (એ રીતે) સમસ્ત અજ્ઞાનચેતનાના નાશને સ્પષ્ટપણે નચાવીને, નિજરસથી પ્રાપ્ત પોતાના સ્વભાવને પૂર્ણ કરીને, પોતાની જ્ઞાનચેતનાને આનંદપૂર્વક નચાવતા થકા હવેથી સદાકાળ પ્રશમરસને પીઓ (અર્થાત્ કર્મના અભાવરૂપ આત્મિક રસને—અમૃતરસને—અત્યારથી માંડીને અનંત કાળ પર્યંત પીઓ. આમ જ્ઞાનીજનોને પ્રેરણા છે)

ભાવાર્થ—પહેલાં તો ત્રણે કાળ સંબંધી કર્મના કર્તાપણારૂપ કર્મચેતનાના ત્યાગની ભાવના (૪૯ ભંગપૂર્વક) કરાવી પછી ૧૪૮ કર્મપ્રકૃતિના ઉદયરૂપ કર્મફળના ત્યાગની ભાવના કરાવી એ રીતે અજ્ઞાનચેતનાનો પ્રલય કરાવીને જ્ઞાનચેતનામાં પ્રવર્તવાનો ઉપદેશ કર્યો છે એ જ્ઞાનચેતના સદા આનંદરૂપ—પોતાના સ્વભાવના અનુભવરૂપ—છે તેને જ્ઞાનીજનો સદા ભોગવો—એમ શ્રીગુરુઓનો ઉપદેશ છે

આ સર્વવિશુદ્ધજ્ઞાન અધિકાર છે, તેથી જ્ઞાનને કર્તાભોક્તાપણાથી ભિન્ન બતાવ્યું, હવેની ગાથાઓમાં અન્ય દ્રવ્યો અને અન્ય દ્રવ્યોના ભાવોથી જ્ઞાનને ભિન્ન બતાવશે તે ગાથાઓની સૂચનારૂપ કાવ્ય પ્રથમ કહે છે —

(વંશસ્થ)

इतः पदार्थप्रथनावगुण्ठनाद्-
विना कृतेरेकमनाकुलं ज्वलत् ।
समस्तवस्तुव्यतिरेकनिश्चयाद्-
विवेचितं ज्ञानमिहावतिष्ठते ॥ २३४ ॥

कालो णाण ण हवइ जह्मा कालो ण याणए किंचि ।
तह्मा अण्ण णाण अण्ण काल जिणा विंति ॥ ४०० ॥
आयास पि ण णाणं जह्मायास ण याणए किंचि ।
तह्मायासं अण्ण अण्ण णाण जिणा विंति ॥ ४०१ ॥
णज्झवसाण णाण अज्झवसाण अचेदण जह्मा ।
तह्मा अण्ण णाण अज्झवसाण तहा अण्ण ॥ ४०२ ॥
जह्मा जाणइ णिच्च तह्मा जीवो दु जाणओ णाणी ।
णाण च जाणयादो अव्वदिरित्त मुणेयव्व ॥ ४०३ ॥
णाण सम्मादिट्ठ दु सजम सुत्तमगपुव्वगय ।
धम्माधम्म च तहा पव्वज्ज अब्भुवंति बुहा ॥ ४०४ ॥

शास्त्र नान न भवति यस्माच्छास्त्र न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्यच्छास्त्र जिना विंदति ॥ ३९० ॥
शब्दो ज्ञान न भवति यस्माच्छब्दो न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्य शब्द जिना विदंति ॥ ३९१ ॥

---

રે ! કાળ તે નથી જ્ઞાન, જેથી કાળ કંઈ જાણે નહિ,
તે કારણે છે જ્ઞાન જુદું, કાળ જુદો—જિન કહે, ૪૦૦.
આકાશ તે નથી જ્ઞાન, એ આકાશ કંઈ જાણે નહિ,
તે કારણે આકાશ જુદું, જ્ઞાન જુદું—જિન કહે; ૪૦૧.
નહિ જ્ઞાન અધ્યવસાન છે, જેથી અચેતન તેહ છે,
તે કારણે છે જ્ઞાન જુદું, જુદું અધ્યવસાન છે. ૪૦૨.
રે ! સર્વદા જાણે જ તેથી જીવ જ્ઞાયક જ્ઞાની છે,
ને જ્ઞાન છે જ્ઞાયકથી અવ્યતિરિક્ત એમ જ્ઞાતવ્ય છે ૪૦૩.
સમ્યક્ત્વ, ને સંયમ, તથા પૂર્વાંગગત સૂત્રો, અને
ધર્માધર્મ, દીક્ષા વળી, બુધ પુરુષ માને જ્ઞાનને ૪૦૪.

गधो णाण ण हवइ जह्मा गधो ण याणए किंचि ।
तह्मा अण्ण णाण अण्ण गध जिणा विंति ॥ ३९४ ॥
ण रसो दु हवइ णाण जह्मा दु रसो ण याणए किंचि ।
तह्मा अण्ण णाण रस य अण्ण जिणा विंति ॥ ३९५ ॥
फासो ण हवइ णाण जह्मा फासो ण याणए किंचि ।
तह्मा अण्ण णाण अण्ण फास जिणा विंति ॥ ३९६ ॥
कम्म णाण ण हवइ जह्मा कम्म ण याणए किंचि ।
तह्मा अण्ण णाण अण्ण कम्म जिणा विंति ॥ ३९७ ॥
धम्मो णाण ण हवइ जह्मा धम्मो ण याणए किंचि ।
तह्मा अण्ण णाण अण्ण धम्म जिणा विंति ॥ ३९८ ॥
णाणमधम्मो ण हवइ जह्माधम्मो ण याणए किंचि ।
तह्मा अण्ण णाण अण्णमधम्म जिणा विंति ॥ ३९९ ॥

---

રે ! ગંધ તે નથી જ્ઞાન, જેથી ગંધ કંઈ જાણે નહિ,
તે કારણે છે જ્ઞાન જુદું, ગંધ જુદી—જિન કહે, ૩૯૪
રે ! રસ નથી કંઈ જ્ઞાન, જેથી રસ કંઈ જાણે નહિ,
તે કારણે છે જ્ઞાન જુદું, રસ જુદો—જિનવર કહે, ૩૯૫
રે ! સ્પર્શ તે નથી જ્ઞાન, જેથી સ્પર્શ કંઈ જાણે નહિ,
તે કારણે છે જ્ઞાન જુદું, સ્પર્શ જુદો—જિન કહે, ૩૯૬
રે ! કર્મ તે નથી જ્ઞાન, જેથી કર્મ કંઈ જાણે નહિ,
તે કારણે છે જ્ઞાન જુદું, કર્મ જુદું—જિન કહે, ૩૯૭
રે ! ધર્મ તે નથી જ્ઞાન, જેથી ધર્મ કંઈ જાણે નહિ,
તે કારણે છે જ્ઞાન જુદું, ધર્મ જુદો—જિન કહે, ૩૯૮
અધર્મ તે નથી જ્ઞાન, જેથી અધર્મ કંઈ જાણે નહિ,
તે કારણે છે જ્ઞાન જુદું, અધર્મ જુદો—જિન કહે, ૩૯૯

कालो णाण ण हवइ जह्मा कालो ण याणए किंचि ।
तह्मा अण्ण णाण अण्ण काल जिणा विंति ॥ ४०० ॥
आयास पि ण णाणं जह्मायास ण याणए किंचि ।
तह्मायास अण्ण अण्ण णाण जिणा विंति ॥ ४०१ ॥
णज्झवसाण णाण अज्झवसाण अचेदण जह्मा ।
तह्मा अण्ण णाण अज्झवसाण तहा अण्ण ॥ ४०२ ॥
जह्मा जाणइ णिच्च तह्मा जीवो दु जाणओ णाणी ।
णाण च जाणयादो अव्वदिरित्त मुणेयव्व ॥ ४०३ ॥
णाण सम्मादिट्ठु दु सजम सुत्तमगपुव्वगय ।
धम्माधम्म च तहा पव्वज अब्भुवति बुहा ॥ ४०४ ॥

शास्त्र ज्ञान न भवति यस्माच्छास्त्र न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्यच्छास्त्र जिना विंदति ॥ ३९० ॥
शब्दो ज्ञान न भवति यस्माच्छब्दो न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्य शब्द जिना विंदति ॥ ३९१ ॥

---

રે! કાળ તે નથી જ્ઞાન, જેથી કાળ કંઈ જાણે નહિ,
તે કારણે છે જ્ઞાન જુદું, કાળ જુદો—જિન કહે, ૪૦૦.
આકાશ તે નથી જ્ઞાન, એ આકાશ કંઈ જાણે નહિ,
તે કારણે આકાશ જુદું, જ્ઞાન જુદું—જિન કહે, ૪૦૧.
નહિ જ્ઞાન અધ્યવસાન છે, જેથી અચેતન તેહ છે,
તે કારણે છે જ્ઞાન જુદું, જુદું અધ્યવસાન છે ૪૦૨.
રે! સર્વદા જાણે જ તેથી જીવ જ્ઞાયક જ્ઞાની છે,
ને જ્ઞાન છે જ્ઞાયકથી અવ્યતિરિક્ત એમ જ્ઞાતવ્ય છે. ૪૦૩.
સમ્યક્ત્વ, ને સંયમ, તથા પૂર્વાંગગત સૂત્રો, અને
ધર્માધર્મ, દીક્ષા વળી, બુધ પુરુષ માને જ્ઞાનને ૪૦૪.

रूप ज्ञान न भवति यस्माद्रूप न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्यद्रूप जिना विदंति ॥ ३९२ ॥
वर्णो ज्ञान न भवति यस्माद्वर्णो न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्य वर्ण जिना विदंति ॥ ३९३ ॥
गधो ज्ञान न भवति यस्माद्गधो न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्य गध जिना विदंति ॥ ३९४ ॥
न रसस्तु भवति ज्ञान यस्मात्तु रसो न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञान रस चान्य जिना विदंति ॥ ३९५ ॥
स्पर्शो न भवति ज्ञान यस्मात्स्पर्शो न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्य स्पर्श जिना विदंति ॥ ३९६ ॥
कर्म ज्ञान न भवति यस्मात्कर्म न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्यत्कर्म जिना विदंति ॥ ३९७ ॥
धर्मो ज्ञान न भवति यस्माद्धर्मो न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्य धर्म जिना विदंति ॥ ३९८ ॥
ज्ञानमधर्मो न भवति यस्मादधर्मो न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्यमधर्म जिना विदंति ॥ ३९९ ॥
कालो ज्ञान न भवति यस्मात्कालो न जानाति किंचित् ।
तस्मादन्यज्ज्ञानमन्य काल जिना विदंति ॥ ४०० ॥
आकाशमपि न ज्ञान यस्मादाकाश न जानाति किंचित् ।
तस्मादाकाशमन्यदन्यज्ज्ञान जिना विदंति ॥ ४०१ ॥
नाध्यवसान ज्ञानमध्यवसानमचेतन यस्मात् ।
तस्मादन्यज्ज्ञानमध्यवसान तथान्यत् ॥ ४०२ ॥
यस्माज्जानाति नित्य तस्माज्जीवस्तु ज्ञायको ज्ञानी ।
ज्ञान च ज्ञायकादव्यतिरिक्त ज्ञातव्यम् ॥ ४०३ ॥
ज्ञान सम्यग्दृष्टि तु सयम सूत्रमगपूर्वगतम् ।
धर्माधर्म च तथा प्रव्रज्यामभ्युपयान्ति बुधा ॥ ४०४ ॥

અન્વયાર્થઃ—[ शास्त्र ] શાસ્ત્ર [ ज्ञान न भवति ] જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ शास्त्र किंचित् न जानाति ] શાસ્ત્ર કાંઈ જાણતુ નથી (-જડ છે), [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે, [ शास्त्र अन्यत् ] શાસ્ત્ર અન્ય છે—[ जिना विदंति ] એમ જિનદેવો જાણે છે—કહે છે [ शब्द ज्ञान न भवति ] શબ્દ જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ शब्द किंचित् न जानाति ] શબ્દ કાંઈ જાણતો નથી, [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે, [ शब्द अन्य ] શબ્દ અન્ય છે—[ जिना विंदंति ] એમ જિનદેવો જાણે છે—કહે છે [ रूप ज्ञानं न भवति ] રૂપ જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ रूप किंचित् न जानाति ] રૂપ કાંઈ જાણતુ નથી, [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે, [ रूप अन्यत् ] રૂપ અન્ય છે—[ जिना विदंति ] એમ જિનદેવો કહે છે [ वर्ण ज्ञान न भवति ] વર્ણ જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ वर्ण किंचित् न जानाति ] વર્ણ કાંઈ જાણતો નથી, [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે, [ वर्ण अन्य ] વર્ણ અન્ય છે—[ जिना विदंति ] એમ જિનદેવો કહે છે [ गंध ज्ञान न भवति ] ગંધ જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ गंध किंचित् न जानाति ] ગંધ કાંઈ જાણતી નથી, [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે, [ गंध अन्य ] ગંધ અન્ય છે—[ जिना विदंति ] એમ જિનદેવો કહે છે [ रस तु ज्ञान न भवति ] રસ જ્ઞાન નથી [ यस्मात् तु ] કારણ કે [ रस किंचित् न जानाति ] રસ કાંઈ જાણતો નથી, [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે [ रस च अन्य ] અને રસ અન્ય છે—[ जिना विदंति ] એમ જિનદેવો કહે છે [ स्पर्श ज्ञान न भवति ] સ્પર્શ જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ स्पर्श किंचित् न जानाति ] સ્પર્શ કાંઈ જાણતો નથી, [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે, [ स्पर्श अन्य ] સ્પર્શ અન્ય છે—[ जिना विदंति ] એમ જિનદેવો કહે છે [ कर्म ज्ञान न भवति ] કર્મ જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ कर्म किंचित् न जानाति ] કર્મ કાંઈ જાણતુ નથી, [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે, [ कर्म अन्यत् ] કર્મ અન્ય છે—[ जिना विदंति ] એમ જિનદેવો કહે છે [ धर्म ज्ञान न भवति ] ધર્મ (અર્થાત્ ધર્માસ્તિકાય) જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ धर्म किंचित् न जानाति ] ધર્મ કાંઈ જાણતો નથી, [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે, [ धर्म अन्य ] ધર્મ અન્ય છે—[ जिना विदंति ] એમ જિનદેવો કહે છે [ अधर्म ज्ञान न भवति ] અધર્મ (અર્થાત્ અધર્માસ્તિકાય) જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ अधर्म किंचित् न जानाति ] અધર્મ કાંઈ જાણતો નથી, [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે, [ अधर्म अन्य ] અધર્મ અન્ય છે—[ जिना विदंति ] એમ જિનદેવો કહે છે [ काल ज्ञान न भवति ] કાળ જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ काल किंचित् न जानाति ] કાળ કાંઈ જાણતો નથી, [ तस्मात् ] માટે [ ज्ञान अन्यत् ] જ્ઞાન અન્ય છે,

[ काल अन्य ] કાળ અન્ય છે—[ जिना विदन्ति ] એમ જિનદેવો કહે છે [ आकाशं अपि ज्ञानं न ] આકાશ પણ જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ आकाशं किंचित् न जानाति ] આકાશ કાંઈ જાણતું નથી, [ तस्मात् ] માટે [ ज्ञानं अन्यत् ] જ્ઞાન અન્ય છે, [ आकाशं अन्यत् ] આકાશ અન્ય છે—[ जिना विदन्ति ] એમ જિનદેવો કહે છે [ अध्यवसानं ज्ञानं न ] અધ્યવસાન જ્ઞાન નથી [ यस्मात् ] કારણ કે [ अध्यवसानं अचेतनं ] અધ્યવસાન અચેતન છે, [ तस्मात् ] માટે [ ज्ञानं अन्यत् ] જ્ઞાન અન્ય છે [ तथा अध्यवसानं अन्यत् ] તથા અધ્યવસાન અન્ય છે (—એમ જિનદેવો કહે છે)

[ यस्मात् ] કારણ કે [ नित्यं जानाति ] (જીવ) નિરંતર જાણે છે [ तस्मात् ] માટે [ ज्ञायकः जीवः तु ] જ્ઞાયક એવો જીવ [ ज्ञानी ] જ્ઞાની (-જ્ઞાનવાળો, જ્ઞાનસ્વરૂપ) છે, [ ज्ञानं च ] અને જ્ઞાન [ ज्ञायकात् अव्यतिरिक्तं ] જ્ઞાયકથી અવ્યતિરિક્ત છે (—અભિન્ન છે, જુદું નથી) [ ज्ञातव्यं ] એમ જાણવું

[ बुधा ] બુધ પુરુષો (અર્થાત્ જ્ઞાની જનો) [ ज्ञानं ] જ્ઞાનને જ [ सम्यग्दृष्टिं तु ] સમ્યગ્દૃષ્ટિ, [ संयमं ] (જ્ઞાનને જ) સંયમ, [ अंगपूर्वगतं सूत्रं ] અંગપૂર્વગત સૂત્ર, [ धर्माधर्मं च ] ધર્મ-અધર્મ (પુણ્ય-પાપ) [ तथा प्रव्रज्यां ] તથા દીક્ષા [ अभ्युपयान्ति ] માને છે

ટીકા—શ્રુત (અર્થાત્ વચનાત્મક દ્રવ્યશ્રુત) જ્ઞાન નથી, કારણ કે શ્રુત અચેતન છે, માટે જ્ઞાનને અને શ્રુતને વ્યતિરેક (અર્થાત્ ભિન્નતા) છે શબ્દ જ્ઞાન નથી, કારણ કે શબ્દ (પુદ્ગલદ્રવ્યનો પર્યાય છે,) અચેતન છે, માટે જ્ઞાનને અને શબ્દને વ્યતિરેક (અર્થાત્ ભેદ) છે રૂપ જ્ઞાન નથી, કારણ કે રૂપ (પુદ્ગલદ્રવ્યનો ગુણ છે,) અચેતન છે, માટે જ્ઞાનને અને રૂપને વ્યતિરેક છે (અર્થાત્ બન્ને જુદાં છે) વર્ણ જ્ઞાન નથી, કારણ કે વર્ણ (પુદ્ગલદ્રવ્યનો ગુણ છે,) અચેતન છે, માટે જ્ઞાનને અને વર્ણને વ્યતિરેક છે (અર્થાત્ જ્ઞાન અન્ય છે વર્ણ અન્ય છે) ગંધ જ્ઞાન નથી, કારણ કે ગંધ (પુદ્ગલદ્રવ્યનો ગુણ છે,) અચેતન છે, માટે જ્ઞાનને અને ગંધને વ્યતિરેક (-ભેદ, ભિન્નતા) છે રસ જ્ઞાન નથી, કારણ કે રસ (પુદ્ગલદ્રવ્યનો ગુણ છે,) અચેતન છે, માટે જ્ઞાનને અને રસને વ્યતિરેક છે સ્પર્શ જ્ઞાન નથી, કારણ કે સ્પર્શ (પુદ્ગલદ્રવ્યનો ગુણ છે,) અચેતન છે, માટે જ્ઞાનને અને સ્પર્શને વ્યતિરેક છે કર્મ જ્ઞાન નથી, કારણ કે કર્મ અચેતન છે, માટે જ્ઞાનને અને કર્મને વ્યતિરેક છે ધર્મ (ધર્મદ્રવ્ય) જ્ઞાન નથી, કારણ કે ધર્મ અચેતન છે, માટે જ્ઞાનને અને ધર્મને વ્યતિરેક છે અધર્મ (-અધર્મદ્રવ્ય) જ્ઞાન નથી, કારણ કે અધર્મ અચેતન છે, માટે જ્ઞાનને અને અધર્મને વ્યતિરેક છે કાળ (-કાળદ્રવ્ય) જ્ઞાન નથી, કારણ કે કાળ અચેતન છે, માટે જ્ઞાનને અને કાળને વ્યતિરેક છે આકાશ (આકાશદ્રવ્ય) જ્ઞાન નથી, કારણ કે

આકાશ અચેતન છે, માટે જ્ઞાનને અને આકાશને વ્યતિરેક છે અધ્યવસાન જ્ઞાન નથી, કારણ કે અધ્યવસાન અચેતન છે, માટે જ્ઞાનને અને (કર્મના ઉદયની પ્રવૃત્તિરૂપ) અધ્યવસાનને વ્યતિરેક છે આમ આ રીતે જ્ઞાનનો સમસ્ત પરદ્રવ્યો સાથે વ્યતિરેક નિશ્ચયસાધિત દેખવો (અર્થાત્ નિશ્ચય વડે સિદ્ધ થયેલો સમજવો—અનુભવવો)

હવે, જીવ જ એક જ્ઞાન છે, કારણ કે જીવ ચેતન છે, માટે જ્ઞાનને અને જીવને અવ્યતિરેક (-અભિન્નતા) છે વળી જ્ઞાનનો જીવની સાથે વ્યતિરેક જરા પણ શંકનીય નથી (અર્થાત્ જ્ઞાનની જીવથી ભિન્નતા હશે એમ જરાય શંકા કરવાયોગ્ય નથી), કારણ કે જીવ પોતે જ જ્ઞાન છે આ પ્રમાણે (જ્ઞાન જીવથી અભિન્ન) હોવાથી, જ્ઞાન જ સમ્યગ્દૃષ્ટિ છે, જ્ઞાન જ સંયમ છે, જ્ઞાન જ અંગપૂર્વરૂપ સૂત્ર છે, જ્ઞાન જ ધર્મ-અધર્મ (અર્થાત્ પુણ્ય-પાપ) છે, જ્ઞાન જ પ્રવ્રજ્યા (-દીક્ષા, નિશ્ચયચારિત્ર) છે—એમ જ્ઞાનનો જીવપર્યાયોની સાથે પણ અવ્યતિરેક નિશ્ચયસાધિત દેખવો (અર્થાત્ નિશ્ચય વડે સિદ્ધ થયેલો સમજવો—અનુભવવો)

હવે, એ પ્રમાણે સર્વ પરદ્રવ્યો સાથે વ્યતિરેક વડે અને સર્વ દર્શનાદિ જીવસ્વભાવો સાથે અવ્યતિરેક વડે અતિવ્યાપ્તિને અને અવ્યાપ્તિને દૂર કરતું થકું, અનાદિ વિભ્રમ જેનું મૂળ છે એવા ધર્મ-અધર્મરૂપ (પુણ્ય-પાપરૂપ, શુભ અશુભરૂપ) પરસમયને દૂર કરીને, પોતે જ પ્રવ્રજ્યારૂપને પામીને (અર્થાત્ પોતે જ નિશ્ચયચારિત્રરૂપ દીક્ષાપણાને પામીને), દર્શન-જ્ઞાન-ચારિત્રમાં સ્થિતિરૂપ સ્વસમયને પ્રાપ્ત કરીને, મોક્ષમાર્ગને પોતામાં જ પરિણત કરીને, જેણે સંપૂર્ણ વિજ્ઞાનઘનસ્વભાવને પ્રાપ્ત કર્યો છે એવું, ત્યાગ-ગ્રહણથી રહિત, સાક્ષાત્ સમયસારભૂત, પરમાર્થરૂપ શુદ્ધજ્ઞાન એક અવસ્થિત (-નિશ્ચળ રહેલું) દેખવું (અર્થાત્ પ્રત્યક્ષ સ્વસંવેદનથી અનુભવવું).

**ભાવાર્થ**—અહીં જ્ઞાનને સર્વ પરદ્રવ્યોથી ભિન્ન અને પોતાના પર્યાયોથી અભિન્ન બતાવ્યું, તેથી અતિવ્યાપ્તિ અને અવ્યાપ્તિ નામના જે લક્ષણના દોષો તે દૂર થયા. આત્માનું લક્ષણ ઉપયોગ છે, અને ઉપયોગમાં જ્ઞાન પ્રધાન છે, તે (જ્ઞાન) અન્ય અચેતન દ્રવ્યોમાં નથી તેથી તે અતિવ્યાપ્તિવાળું નથી, અને પોતાની સર્વ અવસ્થાઓમાં છે તેથી અવ્યાપ્તિવાળું નથી આ રીતે જ્ઞાનલક્ષણ કહેવાથી અતિવ્યાપ્તિ અને અવ્યાપ્તિ દોષો આવતા નથી

અહીં જ્ઞાનને જ પ્રધાન કરીને આત્માનો અધિકાર છે, કારણ કે જ્ઞાનલક્ષણથી જ આત્મા સર્વ પરદ્રવ્યોથી ભિન્ન અનુભવગોચર થાય છે જોકે આત્મામાં અનંત ધર્મો છે, તોપણ તેમાંના કેટલાક તો છદ્મસ્થને અનુભવગોચર જ નથી, તે ધર્મોને કહેવાથી છદ્મસ્થ જ્ઞાની આત્માને કઈ રીતે ઓળખે? વળી કેટલાક ધર્મો અનુભવગોચર

છે, પરંતુ તેમાંના કેટલાક તો—અસ્તિત્વ, વસ્તુત્વ, પ્રમેયત્વ આદિ તો—અન્ય દ્રવ્યો સાથે સાધારણ અર્થાત્ સમાન છે માટે તેમને કહેવાથી જુદો આત્મા જાણી શકાય નહિ, અને કેટલાક (ધર્મો) પરદ્રવ્યના નિમિત્તથી થયેલા છે તેમને કહેવાથી પરમાર્થભૂત આત્માનું શુદ્ધ સ્વરૂપ કેવી રીતે જણાય? માટે જ્ઞાનને કહેવાથી જ છદ્મસ્થ જ્ઞાની આત્માને ઓળખી શકે છે

અહીં જ્ઞાનને આત્માનું લક્ષણ કહ્યું છે એટલું જ નહિ, પણ જ્ઞાનને જ આત્મા જ કહ્યો છે, કારણ કે અભેદવિવક્ષામાં ગુણગુણીનો અભેદ હોવાથી, જ્ઞાન છે તે જ આત્મા છે અભેદવિવક્ષામાં જ્ઞાન કહો કે આત્મા કહો—કાંઈ વિરોધ નથી, માટે અહીં જ્ઞાન કહેવાથી આત્મા જ સમજવો

ટીકામાં છેવટે એમ કહેવામાં આવ્યું કે—જે, પોતામાં અનાદિ અજ્ઞાનથી થતી શુભાશુભ ઉપયોગરૂપ પરસમયની પ્રવૃત્તિને દૂર કરીને, સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રમાં પ્રવૃત્તિરૂપ સ્વસમયને પ્રાપ્ત કરીને, એવા સ્વસમયરૂપ પરિણમનસ્વરૂપ મોક્ષમાર્ગમાં પોતાને પરિણમાવીને, સંપૂર્ણવિજ્ઞાનઘનસ્વભાવને પામ્યું છે, અને જેમાં કાંઈ ત્યાગ-ગ્રહણ નથી, એવા સાક્ષાત્ સમયસારસ્વરૂપ, પરમાર્થભૂત, નિશ્ચળ રહેલા, શુદ્ધ, પૂર્ણ જ્ઞાનને (પૂર્ણ આત્મદ્રવ્યને) દેખવું ત્યાં 'દેખવું' ત્રણ પ્રકારે સમજવું શુદ્ધનયનું જ્ઞાન કરીને પૂર્ણ જ્ઞાનનું શ્રદ્ધાન કરવું તે પહેલા પ્રકારનું દેખવું છે તે અવિરત આદિ અવસ્થામાં પણ હોય છે જ્ઞાન-શ્રદ્ધાન થયા પછી બાહ્ય સર્વ પરિગ્રહનો ત્યાગ કરી તેનો (પૂર્ણ જ્ઞાનનો) અભ્યાસ કરવો, ઉપયોગને જ્ઞાનમાં જ થંભાવવો, જેવું શુદ્ધનયથી પોતાના સ્વરૂપને સિદ્ધ સમાન જાણ્યું-શ્રદ્ધયું હતું તેવું જ ધ્યાનમાં લઈને ચિત્તને એકાગ્ર—સ્થિર કરવું, ફરી ફરી તેનો જ અભ્યાસ કરવો, તે બીજા પ્રકારનું દેખવું છે આ દેખવું અપ્રમત્ત દશામાં હોય છે જ્યાંસુધી એવા અભ્યાસથી કેવળજ્ઞાન ન ઉપજે ત્યાંસુધી તે અભ્યાસ નિરંતર રહે આ, દેખવાનો બીજો પ્રકાર થયો અહીં સુધી તો પૂર્ણ જ્ઞાનનું શુદ્ધનયના આશ્રયે પરોક્ષ દેખવું છે કેવળજ્ઞાન ઉપજે ત્યારે સાક્ષાત્ દેખવું થાય છે તે ત્રીજા પ્રકારનું દેખવું છે તે સ્થિતિમાં જ્ઞાન સર્વ વિભાવોથી રહિત થયું થકું સર્વનું દેખનાર-જાણનાર છે, તેથી આ ત્રીજા પ્રકારનું દેખવું તે પૂર્ણ જ્ઞાનનું પ્રત્યક્ષ દેખવું છે

હવે આ અર્થનું કળશરૂપ કાવ્ય કહે છે—

(શાર્દૂલવિક્રીડિત)

अन्येभ्यो व्यतिरिक्तमात्मनियत बिभ्रत्पृथग्वस्तुता-
मादानोज्झनशून्यमेतदमल ज्ञान तथावस्थितम् ।

मध्याद्यन्तविभागमुक्तसहजस्फारप्रभाभासुरः
शुद्धज्ञानघनो यथाऽस्य महिमा नित्योदितस्तिष्ठति ॥ २३५ ॥

અર્થ —અન્ય દ્રવ્યોથી ભિન્ન, પોતામા જ નિયત, પૃથક્ વસ્તુપણાને ધારતુ (-વસ્તુનુ સ્વરૂપ સામાન્યવિશેષાત્મક હોવાથી પોતે પણ સામાન્યવિશેષાત્મકપણાને ધારણ કરતુ), ગ્રહણ-ત્યાગ રહિત, આ અમલ (-રાગાદિક મળથી રહિત) જ્ઞાન એવી રીતે અવસ્થિત (-નિશ્ચળ રહેલુ) અનુભવાય છે કે જેવી રીતે આદિ-મધ્ય-અતરૂપ વિભાગોથી રહિત એવી સહજ ફેલાયેલી પ્રભા વડે દેદીપ્યમાન એવો એનો શુદ્ધજ્ઞાનઘનરૂપ મહિમા નિત્ય-ઉદિત રહે (-શુદ્ધ જ્ઞાનના પુજરૂપ મહિમા સદા ઉદયમાન રહે)

ભાવાર્થ —જ્ઞાનનુ પૂર્ણ રૂપ સર્વને જાણવુ તે છે તે જ્યારે પ્રગટ થાય છે ત્યારે સર્વ વિશેષણો સહિત પ્રગટ થાય છે, તેથી તેના મહિમાને કોઈ બગાડી શકતુ નથી, સદા ઉદયમાન રહે છે

'આવા જ્ઞાનસ્વરૂપ આત્માનુ આત્મામા ધારણ કરવુ તે જ ગ્રહવાયોગ્ય સર્વ ગ્રહ્યુ અને ત્યાગવાયોગ્ય સર્વ ત્યાગ્યુ'—એના અર્થનુ કાવ્ય હવે કહે છે —

(ઉપજાતિ)

उन्मुक्तमुन्मोच्यमशेषतस्तत्
तथात्तमादेयमशेषतस्तत् ।
यदात्मनः संहृतसर्वशक्तेः
पूर्णस्य सधारणमात्मनीह ॥ २३६ ॥

અર્થ —જેણે સર્વ શક્તિઓ સમેટી છે (-પોતામા લીન કરી છે) એવા પૂર્ણ આત્માનુ આત્મામા ધારણ કરવુ તે જ છોડવાયોગ્ય બધુ છોડયુ અને ગ્રહવાયોગ્ય બધુ ગ્રહ્યુ

ભાવાર્થ —પૂર્ણજ્ઞાનસ્વરૂપ, સર્વ શક્તિઓના સમૂહરૂપ જે આત્મા તેને આત્મામા ધારણ કરી રાખવો તે જ, ત્યાગવાયોગ્ય જે કાઈ હતુ તે બધુય ત્યાગ્યુ અને ગ્રહણ કરવાયોગ્ય જે કાઈ હતુ તે બધુય ગ્રહણ કર્યુ એ જ કૃતકૃત્યપણુ છે

'આવા જ્ઞાનને દેહ જ નથી'—એવા અર્થનો, આગળની ગાથાની સૂચનારૂપ શ્લોક હવે કહે છે —

(અનુષ્ટુપ્)

व्यतिरिक्तं परद्रव्यादेवं ज्ञानमवस्थितम् ।
कथमाहारकं तत्स्याद्येन देहोऽस्य शङ्क्यते ॥ २३७ ॥

અર્થ—આમ (પૂર્વોક્ત રીતે) જ્ઞાન પરદ્રવ્યથી જુદું અવસ્થિત (નિશ્ચળ રહેલું) છે, તે (જ્ઞાન) આહારક (અર્થાત્ કર્મ-નોકર્મરૂપ આહાર કરનારું) કેમ હોય કે જેથી તેને દેહની શંકા કરાય? (જ્ઞાનને દેહ હોઈ શકે જ નહિ કારણ કે તેને કર્મ-નોકર્મરૂપ આહાર જ નથી.) ૩૯૦-૪૦૮.

હવે આ અર્થને ગાથામાં કહે છે—

अत्ता जस्सामुत्तो ण हु सो आहारओ हवइ एवं ।
आहारो खलु मुत्तो जह्मा सो पुग्गलमओ उ ॥ ४०५ ॥
ण वि सक्कइ घित्तुं जं ण विमोत्तुं जं य जं परद्दव्वं ।
सो को वि य तस्स गुणो पाउगिओ विस्ससो वा वि ॥ ४०६ ॥
तह्मा उ जो विसुद्धो चेया सो णेव गिण्हए किंचि ।
णेव विमुंचइ किंचि वि जीवाजीवाण दव्वाणं ॥ ४०७ ॥

आत्मा यस्यामूर्तो न खलु स आहारको भवत्येवम् ।
आहारः खलु मूर्तो यस्मात्स पुद्गलमयस्तु ॥ ४०५ ॥
नापि शक्यते ग्रहीतुं यत् न विमोक्तुं यच्च यत्परद्रव्यम् ।
स कोऽपि च तस्य गुणः प्रायोगिको वैस्रसो वाऽपि ॥ ४०६ ॥

---

એમ આતમા જેનો અમૂર્તિક તે નથી આહારક ખરે,
પુદ્‌ગલમયી છે આહાર તેથી આહાર તો મૂર્તિક ખરે ૪૦૫
જે દ્રવ્ય છે પર તેહને ન ગ્રહી, ન છોડી શકાય છે,
એવો જ તેનો ગુણ કો પ્રાયોગી ને વૈસ્રસિક છે ૪૦૬
તેથી ખરે જે શુદ્ધ આત્મા તે નહિ કંઈ પણ ગ્રહે,
છોડે નહિ વળી કાંઈ પણ જીવ ને અજીવ દ્રવ્યો વિષે ૪૦૭

तस्मात्तु यो विशुद्धश्चेतयिता स नैव गृह्णाति किंचित् ।
नैव विमुंचति किंचिदपि जीवाजीवयोर्द्रव्ययोः ॥ ४०७ ॥

અન્વયાર્થ —[ एव ] એ રીતે [ यस्य आत्मा ] જેનો આત્મા [ अमूर्तः ] અમૂર્તિક છે [ स खलु ] તે ખરેખર [ आहारकः न भवति ] આહારક નથી, [ आहारः खलु ] આહાર તો [ मूर्तः ] મૂર્તિક છે [ यस्मात् ] કારણ કે [ सः तु पुद्गलमयः ] તે પુદ્ગલમય છે.

[ यत् परद्रव्यं ] જે પરદ્રવ્ય છે [ न अपि शक्यते ग्रहीतुं यत् ] તે ગ્રહી શકાતું નથી [ न विमोक्तुं यत् च ] તથા છોડી શકાતું નથી, [ सः कोऽपि ] એવો જ કોઈ [ तस्य ] તેનો (-આત્માનો) [ प्रायोगिकः वाऽपि वैस्रसः गुणः ] પ્રાયોગિક તેમ જ વૈસ્રસિક ગુણ છે.

[ तस्मात् तु ] માટે [ यः विशुद्धः चेतयिता ] જે વિશુદ્ધ આત્મા છે [ सः ] તે [ जीवाजीवयोः द्रव्ययोः ] જીવ અને અજીવ દ્રવ્યોમાં (-પરદ્રવ્યોમાં) [ किंचित् नैव गृह्णाति ] કાંઈ પણ ગ્રહતો નથી [ किंचित् अपि नैव विमुंचति ] તથા કાંઈ પણ છોડતો નથી.

ટીકા —જ્ઞાન પરદ્રવ્યને કાંઈ પણ (જરા પણ) ગ્રહતું નથી તથા છોડતું નથી, કારણ કે પ્રાયોગિક (અર્થાત્ પર નિમિત્તથી થયેલા) ગુણના સામર્થ્યથી તેમ જ વૈસ્રસિક (અર્થાત્ સ્વાભાવિક) ગુણના સામર્થ્યથી જ્ઞાન વડે પરદ્રવ્યનું ગ્રહવું તથા છોડવું અશક્ય છે. વળી, (કર્મ-નોકર્માદિરૂપ) પરદ્રવ્ય જ્ઞાનનો—અમૂર્તિક આત્મદ્રવ્યનો—આહાર નથી, કારણ કે તે મૂર્તિક પુદ્ગલદ્રવ્ય છે, (અમૂર્તિકને મૂર્તિક આહાર હોય નહિ.) તેથી જ્ઞાન આહારક નથી. માટે જ્ઞાનને દેહની શંકા ન કરવી.

(અહીં 'જ્ઞાન' કહેવાથી 'આત્મા' સમજવો, કારણ કે, અભેદ વિવક્ષાથી લક્ષણમાં જ લક્ષ્યનો વ્યવહાર કરાય છે. આ ન્યાયે ટીકાકાર આચાર્યદેવ આત્માને જ્ઞાન જ કહેતા આવ્યા છે.)

ભાવાર્થ —જ્ઞાનસ્વરૂપ આત્મા અમૂર્તિક છે અને આહાર તો કર્મ-નોકર્મરૂપ પુદ્ગલમય મૂર્તિક છે, તેથી પરમાર્થે આત્માને પુદ્ગલમય આહાર નથી. વળી આત્માનો એવો જ સ્વભાવ છે કે તે પરદ્રવ્યને તો ગ્રહતો જ નથી,—સ્વભાવરૂપ પરિણમો કે વિભાવરૂપ પરિણમો, પોતાના જ પરિણામના ગ્રહણત્યાગ છે, પરદ્રવ્યના ગ્રહણત્યાગ તો જરા પણ નથી.

આ રીતે આત્માને આહાર નહિ હોવાથી તેને દેહ જ નથી.

આત્માને દેહ જ નહિ હોવાથી, પુદ્‌ગલમય દેહસ્વરૂપ લિંગ (—વેષ, ભેખ, બાહ્ય ચિહ્ન) મોક્ષનું કારણ નથી—એવા અર્થનું, આગળની ગાથાઓની સૂચનારૂપ કાવ્ય હવે કહે છે —

(અનુષ્ટુપ્)

एवं ज्ञानस्य शुद्धस्य देह एव न विद्यते ।
ततो देहमयं ज्ञातुर्न लिंगं मोक्षकारणम् ॥ २३८ ॥

અર્થ.—આમ શુદ્ધ જ્ઞાનને દેહ જ નથી, તેથી જ્ઞાતાને દેહમય લિંગ મોક્ષનું કારણ નથી ૪૦૫-૪૦૭.

હવે આ અર્થને ગાથામાં કહે છે—

पासंडीलिंगाणि व गिहिलिंगाणि व बहुप्पयाराणि ।
घित्तुं वदंति मूढा लिंगमिणं मोक्खमग्गो त्ति ॥ ४०८ ॥
ण दु होइ मोक्खमग्गो लिंगं जं देहणिम्ममा अरिहा ।
लिंगं मुइत्तु दंसणणाणचरित्ताणि सेयंति ॥ ४०९ ॥

पाषंडिलिंगानि वा गृहिलिंगानि वा बहुप्रकाराणि ।
गृहीत्वा वदन्ति मूढा लिंगमिदं मोक्षमार्ग इति ॥ ४०८ ॥
न तु भवति मोक्षमार्गो लिंगं यद्देहनिर्ममा अर्हंतः ।
लिंगं मुक्त्वा दर्शनज्ञानचारित्राणि सेवन्ते ॥ ४०९ ॥

અન્વયાર્થ:—[ बहुप्रकाराणि ] બહુ પ્રકારનાં [ पाषंडिलिंगानि वा ] મુનિલિંગોને [ गृहिलिंगानि वा ] અથવા ગૃહીલિંગોને [ गृहीत्वा ] ગ્રહણ કરીને [ मूढाः ] મૂઢ (અજ્ઞાની) જનો [ वदन्ति ] એમ કહે છે કે '[ इदं लिंगं ] આ (બાહ્ય) લિંગ [ मोक्षमार्गः इति ] મોક્ષમાર્ગ છે'

---

બહુવિધનાં મુનિલિંગને અથવા ગૃહસ્થીલિંગને
ગ્રહીને કહે છે મૂઢજન 'આ લિંગ મુક્તિમાર્ગ છે' ૪૦૮
પણ લિંગ મુક્તિમાર્ગ નહિ, અર્હંત નિર્મમ દેહમાં
બસ લિંગ છોડી જ્ઞાન ને ચારિત્ર, દર્શન સેવતા ૪૦૯.

